# અત્યાર સુધીનો સૌથી બહાદુર કૂતરો

## બાલટો ની સાચી વાર્તા

નતાલી સ્ટેન્ડીફોર્ડ

ચિત્ર: ડોનાલ્ડ કૂક






આ એક બહુ બહાદુર કૂતરાની

સાચી વાર્તા છે.

એનું નામ બાલટો હતું.

1925 નું વર્ષ હતું.

બાલટો નોમ, અલાસ્કામાં રહેતો હતો.

નોમ એક સરહદી શહેર હતું.

વરસના ઘણા દિવસો એ બરફ

નીચે દબાયેલું રહેતું હતું.

શિયાળામાં આટલા બધા બરફમાંથી

મુસાફરી કરવાનો કોઈ રસ્તો ન હતો.

ન વિમાનથી, ન ટ્રેનથી,

ન નાવથી અને ન ગાડીથી.

અલાસ્કામાં જે મુસાફરી માટેનું એકમાત્ર

સાધન હતું એ હતું કૂતરાની સ્લેજ.



બાલટો એક સ્લેજ કૂતરો હતો.

એ નોમથી થોડે દૂર

એક સોનાની ખાણમાં

કામ કરતો હતો.

એ ખાણીયાને ખાવાનું

અને ઓજાર પહોંચાડવાના કામમાં મદદ કરતો હતો.

એક સ્લેજ કૂતરા માટે

એ એક સારું જીવન હતું.





બાલટોના ડ્રાઈવરનું નામ ગુન્નાર હતું.

ગુન્નારે બાલટોને એનો મુખ્ય કૂતરો બનાવ્યો.

મુખ્ય કૂતરો, ટીમની આગળ દોડે છે.

એ પગેરાનું અનુસરણ કરે છે.

બધા અન્ય કૂતરા મુખ્ય કૂતરાની પાછળ દોડે છે.

એટલે મુખ્ય કૂતરો સૌથી બુદ્ધિમાન

અને સૌથી બળવાન હોવો જોઈએ.



એક શિયાળાના ઠંડા દિવસે
નોમમાં એક ભયાનક ઘટના ઘટી.
બે બાળકો બહુ બીમાર થઈ ગયા.



બાળકોના માતા-પિતાએ ડોક્ટરને બોલાવ્યા.
એ આખા શહેરમાં એકમાત્ર ડોક્ટર હતો.

જયારે ડોકટરે બાળકોને તપાસ્યા

તો એ બહુ ચિંતિત થયો.

બાળકો એક બહુ ભયાનક બીમારી

ડીપથીરીયાથી પીડાતા હતા.

ડોકટર પાસે એ રોગની દવા ન હતી.

દવા વગર બાળકો મરી જાત.

દવા વગર નોમમાં ઘણા અન્ય લોકો પણ

ડીપથીરીયાથી પીડાઈને મરી જાત.

ડોકટર જાણતા હતા કે દર્દીને

જલ્દી કોઈ દવા લેવી પડશે.





અલાસ્કાના એન્કરેજ હોસ્પિટલમાં

એ દવા ઉપલબ્ધ હતી.

પણ એન્કરેજ 800 માઈલ દૂર હતું.

એન્કરેજના ડોકટરે

દવાને ટ્રેનમાં મોકલી દીધી.



પણ ટ્રેન થોડા સમયમાં ઊંડા બરફમાં
ફસાઈ ગઈ.

નોમ થી ટ્રેન હજી 700 માઈલ દૂર હતી!

નોમના લોકોએ એક બેઠક બોલાવી.

બધા ભયભીત હતા.

"હવે આપણે શું કરશું?" ડોકટરે પૂછ્યું.

"દર્દીઓને એ દવાની જરૂર છે."

આખરે કોઇએ કહ્યું,

"કૂતરાની ડોગ સ્લેજ રિલેથી એ કામ થઇ શકે છે.

રિલેમાં જયારે કૂતરાની એક ટીમ થાકી જાય,

તો એક નવી ટીમ કામ

સંભાળવા માટે તૈયાર થઇ જાય છે."

એ સાંભળીને રૂમમાં ઉત્સાહની લહેર ફરી વળી.

દવા લાવવાનો એ સૌથી ઝડપી રસ્તો લાગ્યો.

પણ ડોકટર ચિંતિત હતા.

"એનાથી દવા લાવવામાં ઓછામાં-ઓછા પંદર દિવસ લાગશે.

એ બહુ લાંબો સમય છે. બહુ લાંબો."





કદાચ ડોક્ટર સાચા હતા.

પણ બીજો કોઈ વિકલ્પ ન હતો.

એટલે મેયરે રેડીઓ પર સંદેશો મોકલાવ્યો.

"કૃપા કરીને મદદ કરો!" એણે કહ્યું.

"અમને અમારું શહેર બચાવવા માટે

સૌથી સારા ડ્રાઈવર અને કૂતરાની જરૂર છે!"



ગુન્નારે મેયરને રેડીઓ પર સાંભળ્યા.

ગુન્નાર જાણતો હતો કે

એની પાસે કૂતરાની સૌથી સારી ટીમ હતી

અને સૌથી સારો લીડ કૂતરો પણ.

બાલટો, બાળકોને બચાવવા આવશે.

ALASKA

અલાસ્કા

નોમ

NOME

SAFETY

BLUFF

GOLOVIN

SHAKTOOLIK

KOYUKUK

KALTAG

RUBY

TOLOVANA

NENANA

એન્કરેજ

ANCHORAGE

27 જાન્યુઆરી, 1925 ના

નોમ સુધીની દોડ શરુ થઈ.

રિલેમાં કૂલ એકવીસ કૂતરાઓની ટીમ હતી.

દરેક ટીમ અલગ-અલગ સ્ટોપ પર

રાહ જોઈ રહી હતી.






0 100 200 300

MILES

પહેલા ડ્રાઈવરે ટ્રેનમાંથી દવા લીધી.

એણે એને ઠંડીથી બચાવવા માટે ફરમાં લપેટી.

પછી એણે એના કૂતરાઓને

જેટલી જલ્દી બની શકે

એટલી જલ્દીથી બીજા સ્ટોપ પર પહોંચાડયા.

એણે સમયપર એની યાત્રા પૂરી કરી.






પણ થોડીવારમાં ઠંડી હવા ફૂંકાવા લાગી.

હવા વધારે ઠંડી થઇ ગઇ.

પછી બરફનું તોફાન આવ્યું!

એ અત્યાર સુધીનું

સૌથી ભયાનક તોફાન હતું.

તો પણ રેસ ચાલુ રહી.

ગમે તે રીતે કૂતરાની ટીમ

આગલા પડાવ પર પહોંચી ગઇ.

એક ટીમના બે કૂતરા, ઠંડીને લીધે મરી ગયા.

ડ્રાઈવરે પોતાને સ્લેજ સાથે જોડયો.

એણે એના બીજા કૂતરાઓને

તોફાનમાંથી બહાર નીકળવામાં મદદ કરી.

ગુન્નાર અને બાલટો

બ્લફમાં એના પડાવમાં રાહ જોઈ રહ્યા હતા.

એ બ્લફથી પોઇન્ટ સેફટી સુધી

31 માઈલ દોડવાના હતા.

એ દોડની છેવટની મંજિલથી

પહેલાનો પડાવ હતો.

પણ તોફાનને લીધે બધું ધીમું પડી ગયું હતું.

ગુન્નાર બે દિવસથી રાહ જોઈ રહ્યો હતો.

એ સૂતો નહીં.

દવા મળતા જ એ કૂચ કરવા તૈયાર હતો.





આખરે ગુન્નારે

કૂતરાના ભસવાનો અવાજ સાંભળ્યો.

દવા આવી ગઈ!

એણે દવા, એક નાનો સ્ટોવ,

અને થોડું ભોજન સ્લેજ પર રાખ્યા.

પછી એણે એના કૂતરાને બાંધ્યા.

બાલટો ગર્વથી સૌથી આગળ ઉભો હતો.

ગુન્નારે ચાબુક ફટકારી.

"મશ!" એણે બૂમ પાડી.

"મશ!" નો અર્થ હતો આગળ વધો.

ટીમ બર્ફીલી રાતમાં દોડી.

પહેલા તો ટીમે સરસ ટાઈમ જાળવ્યો.

પણ થોડા સમયમાં બરફના

ઢગલાએ રસ્તો રોકી લીધો.

કૂતરા બરફમાં ગરદન સુધી ડૂબી ગયા.

હવે એ હલી શકતા ન હતા.

થોડા ગભરાવા લાગ્યા.

પણ બાલટો નહીં.

એ શાંત રહ્યો.

એનાથી બીજા કૂતરાને મદદ મળી

જયારે ગુન્નારે એને

બરફમાંથી બહાર કાઢ્યા.

અને ફરી ટીમ એના

રસ્તે જવા લાગી.



પછી ટીમે એક થીજી ગયેલી

નદી પાર કરી.

કૂતરા અને સ્લેજ

બરફ પર લપસ્યા, અને સમતુલા
ગુમાવી.

સ્લેજ ઉંધી વળી ગઇ.

ગુન્નારે એને સરખી કરી.

પણ દવા પડી ગઇ હતી!





ગુન્નારે દવા શોધવા ફાંફા માર્યા.

એ ભારે હિમવર્ષાને લીધે

કંઇ જોઇ શકતો ન હતો.

પણ આખરે એને

દવાનું પેકેટ મળી ગયું.

એણે એને ફરી સ્લેજ પર રાખ્યું.



ટીમ નદી પાર કરતી રહી.
અચાનક બાલટો રોકાઈ ગયો.
"મશ, બાલટો!" ગુન્નારે બૂમ પાડી.
પણ બાલટો જરાય હલ્યો નહીં.
પછી ગુન્નારને સમજાયું
કે બાલટોએ એવું કેમ કર્યું.
ત્યાં બરફ તૂટી રહ્યો હતો!
જો ટીમ નદીમાં પડી જાત,
તો એ બધા ડૂબી જાત.

બાલટોએ ખરે સમયે સ્લેજ રોકી લીધી.

"ચતુર બાલટો" ગુન્નારે એને કહ્યું.

ત્યાં એણે જોયું કે બાલટોના પગ ભીના હતા.

જો એ જામી જાય,

તો બાલટો ફરી ક્યારેય ચાલી ન શકત.

ગુન્નારે જલ્દીથી બાલટોને

સ્લેજથી અલગ કર્યો.



એ કૂતરાને એક પાવડર જેવા

બરફના એક ટૂકડા પાસે લઈ ગયો.

ત્યાં ગુન્નારે બાલટોના પંજાને

બરફ ઘસ્યો.

થોડીવારમાં એ સૂકાઈ ગયા.

બાલટો ફરી દોડવા

માટે તૈયાર હતો.



બાલટોએ ટીમને તિરાડ

પડેલા બરફની ચારે બાજુ ફેરવી.

આખરે એ પાછા

નક્કર ધરતી પર પહોંચ્યા.

શું એ હજી પગદંડી પર હતા?

ગુન્નારને કંઇ ખબર ન હતી.

બરફ એટલો તેજીથી વરસી રહ્યો હતો
કે ગુન્નારને એનો હાથ

પણ દેખાતો ન હતો.



પણ બાલટો આ પગદંડી પર

પહેલા પણ ધણીવાર દોડી ચુક્યો
હતો.

હવે બધું એના પર નિર્ભર હતું.

આખરે તોફાન શમી ગયું.

ગુન્નારે પોઇન્ટ સેફટીને

બરાબર એની સામે જોયું.

"બાલટોએ કરી દેખાડયું!"

ગુન્નારે વિચાર્યું.

હવે એ તાપણાં પાસે

એના હાથ ગરમ કરવા

વિષે વિચારી રહ્યો હતો.

પણ પોઇન્ટ સેફટી પર બધી લાઇટ બંધ હતી.

શું આગળનો ડ્રાઈવર ત્યાં હતો કે નહીં?

ગુન્નારને કંઈ ખબર ન હતી.

અને તપાસ કરવાનો સમય પણ ન હતો.

એટલે ગુન્નાર અને બાલટો રોકાયા નહીં.

એ ક્યારેય આટલા થાકેલા ન હતા.

પણ એ આખી રાત નોમ તરફ દોડતા રહ્યા.



મળસકું થવાને વાર હતી.

આકાશ ચમકવા લાગ્યું.

નોમ શહેરમાં બધા સૂતા હતા.





ગુન્નાર અને એની ટીમ શહેરમાં પહોંચી ગઈ.

એ પહોંચી ગયા હતા!

બાલટો એટલો થાકી ગયો હતો

કે એ ભસી શકતો પણ ન હતો.

એ એકધારા 20 કલાકથી રસ્તા પર હતા.

એણે 53 માઈલનો રસ્તો કાપ્યો હતો!





ગુન્નાર દવા લઈને ડોક્ટર પાસે ગયો.

ડોક્ટરને નવાઇ લાગી.

એને લાગ્યું હતું કે દવા આવતા 15 દિવસ લાગશે.

પણ ગુન્નારે દવા

ફક્ત સાડા પાંચ દિવસોમાં જ પહોંચાડી હતી!

"આભાર, ગુન્નાર!" ડોક્ટરે કહ્યું.

"તું હીરો છે!"

"નહીં, હીરો તો બાલટો છે," ગુન્નારે કહ્યું.

"હું એના વગર આ કરી ન શકત."

ડોકટરે તરત એનું કામ શરુ કર્યું.

એણે બધા બીમાર લોકોને દવા આપી.

થોડા દિવસોમાં એ સાજા થઇ ગયા.

નોમ શહેર બચી ગયું.






અમેરિકામાં બધાએ

બાલટો માટે હર્ષનાદ કર્યો.

એમણે સમાચારપત્રમાં

એની બહાદુરી વિષે વાંચ્યું.

બાલટો દુનિયાનો સૌથી પ્રખ્યાત કૂતરો હતો.

એક વરસ પછી

ન્યૂયોર્ક શહેરના લોકોએ

બાલટોની એક મૂર્તિ સ્થાપિત કરી.

એ હજી પણ સેન્ટ્રલ પાર્કમાં ઉભી છે.

ઘણા બાળકો એ મૂર્તિ ઉપર રમે છે.

એ બાલટોને યાદ કરે છે,

જે અત્યાર સુધીનો સૌથી બહાદુર કૂતરો હતો!



**સમાપ્ત**